# સોળ વર્ષની સ્ત્રિ

અને

# નવ વર્ષના પતિ.

ઉર્ફે

# બાળલગ્નનો બળાપો.

## ભાગ ૧.



મળવાનું ઠેકાણું.
સ્વરાજ્ય બુક ડેપો.

લેખક,
પ્રેમીકકવી મગનલાલ બાપુજી ગોધરાવાળા
ઠે. સાકર બજાર વંદ્રાવનની ચાલીમાં.
ઓફીસ નંબર ૬૫૧૦.

આવૃત્તિ ૭ મી. પ્રત ૮૦૦૦. સને ૧૯૨૨.

શ્રીજૈન વિદ્યાવિજય પ્રિંટીન્ગ પ્રેસમાં શા. પોપટલાલ
અમથાભાઈએ છાપી. ઠે. રાસીચોક—અમદાવાદ

કીમત ૦—૧—૦

વાંચો વાંચો વાંચો ! વાંચો વાંચો વાંચો !

# જાહેર ખબર.

## સોળ વર્ષની સતિ અને નવ વર્ષનો પતિ.

ભાગ એકથી એકવીસ સુધી ગલેજ કાગળ અને સુંદર એકવીસ ચીત્રો સહીત પાકુ બાઇન્ડીંગ તેમજ ઘણી અજાયબ પમાડે તેવી કોમીક ગજલો સહીત અને પતિ તેમજ તેમની પત્નીના સામાસામી અરસ પરસ પ્રેમ પત્રોથી ભરપુર આ નોવેલ લખવામાં આવ્યુ છે. આ પુસ્તક દરેક ગૃહસ્થોને ઘરમાં રાખવા લાયક છે. તેમજ દરેક કુટુંબોને વાંચવા લાયક છે. આ પુસ્તક વાંચવાથી દીકરીઓના દુઃખનો હેવાલ તુરત માલમ પડી આવશે અને ગમે તેવો નિર્દય માણસ હશે તોપણ કલેજા રૂપી કુહાડાનો ઘા કરનો પોતે તેમજ પોતાના કુટુંબીઓ તેમજ સ્નેહીઓને કરતા અટકાવશે.

॥ શ્રીહરિઃ ॥

# સોળ વર્ષની

# સતી

અને

# નવ વર્ષનો પતિ.

ઉર્ફે

# બાળલગ્નનો બળાપો.

---

રાગ—બારમાસી.

[illegible]રે સોળ વરસે, વીવાંહ કર્યો તો હરશે;
[illegible]ાપ તો ઉલાસી, મુજને અતિ ઉદાસી. ૧

મારી બહાર જાન આવી, સખીઓ તે જોઇ આવી;
કે કંથ ઉમર નાની, કાઢીશ ક્યાં જુવાની. ૨

આ વાત સાંભળીને, પડી હું મુર્છા ખાઇને;
ઓ ઇશ કેમ કરવું, મુંઝાઇ મારે મરવું. ૩

મારે જુવાનાતાનો, પિયુડો મારો નાનો;
મા બાપે કીધું ભુંડુ, સોધ્યું ના જોડું રૂડું. ૪

હું કહેતી'તી ફળીઆમાં, કે જઇશ સાસરામાં;
ત્યાં જઇને રંગ માણું, પણ આવું નહોતું જાણ્યું. ૫

મા બાપે ઉંધું કીધું, નેને કરવું મારે સીધું;
કરી હર્ષથી સામઇયું, ફરી બહાર સરવે ગયું. ૬

ગયાં સરવે મને મેલી, હું ઘરમાં એકેલી;
વિચારમાં થઇ ઘેલી, છું દુઃખમાં ડુબેલી. [illegible]

મને વાર નથી મરતાં, પણ આપઘાત કરતાં;
અવતાર સાત આવે, આ એકે પાર આવે. ૮
જેવી પ્રભુની મરજી, એ વાત એને સરજી;
એવું મનમાં વીમાશી, બેઠી જઇ અગાશી. ૯
જોઉં જાન ચાલી આવે, ગોરીઓ ગીત ગાવે;
મને નયણે નિર આવે, ઊદાસી ઊપજાવે. ૧૦
મઇ જાન સૌ ઊતારે, જમવા સહુ પધારે;
વિચારને વિચારે, હું રોઊં વારે વારે. ૧૧
પછી જ માંચરામાં, હું બેઠી તેની સામા;
નીરખીને નાનું બાળ, અંગે ઉઠે છે ઝાળ. ૧૨
હું ઊઠી જ્યારે પરણી, નવ વાત જાય વરણી;
મને અતી રે બળાપો, કોને કહું કઢાપો. ૧૩

હું બની'તી દીવાની, થઇ જાન ચાલવાના;
સરવે જ શડ પાડે, બેસો વહુજી ગાડે. ૧૪
કે જઇને ગાડે બેઠી, પુરી ચીન્તામાં પેઠી;
હૈયું ભરાઇ જાતું, કે મુજથી ન રહેવાતું. ૧૫
નીરખીને મારૂં મુખ, સઉ કેં છે શું છે દુઃખ;
પીયર છે પનોતું, વળી સાસરૂં છે સોતું. ૧૬
લાજું જવાબ દેતાં, ઉપડે ન જીભ કેંતાં;
બીજાં શું જાણે મારૂં, હું કયાં જઇ ઉચારૂં. ૧૭
હું એને નથી રોતી, પણ કંથ સામું જોતી;
અરે રે નાનું બાળ, હજુ વહે છે લાળ. ૧૮
અરે આનામાં શું છે, એ સંગ માણવું છે;
કેવાં નશીબ બળીયાં, આશા થયાના પડીયાં. ૧૯

રસ્તે આવું છું રોતી, એમ સાસરામાં પોતી;
નંણદીઓ મારી સાથે, મુને ઝાલી એક હાથે. ૨૦
વહુ હવેલી જુવો તો, ઠાલાંજ શું રૂવો છો;
પૈસા અહિં છે પુરા, વૈભવ નથી અધુરા. ૨૧
કેવાં દીસે કબાટ, ખાસા પડેલા ખાટ;
વિવિધ નવ રંગ, જુઓ પડયા પલંગ. ૨૨
જોઇને આવું સુખ, વીસારી મેલો દુઃખ;
શા માટે રે રડો છો, કાંઇ અમને કહો કો. ૨૩
એવુંજ કીધું જ્યારે, કેતી હતી હું ત્યારે;
શરમાણી ખુબ ચીતે, કહેવું ન એવી રીતે. ૨૪
આ દુઃખ કયાં બતાવું, કોને કહું જ આવું;
બાળુ બાળ્યું મનડામાં, છે ઝાળ તનડામાં. ૨૫

બળી માળ ને હવેલી, ભલે બળી જાય વેહેલી;
મને સાસરૂં છે શુળી, પૈસામાં મુક પુળી. ૨૬

જોઇને આ કબાટ, મને થાય છે ઉચ્ચાટ;
તારી ખાટય નાંખ ખુણે, મને દુઃખઆવી પુણે. ૨૭

વિવિધ આ પલગ, જોતાં નથી ઉમંગ;
તારો ભાઇ નાનો બાળ, દેખી ઉઠે છે ઝાળ. ૨૮

પણ મન માન્યો સ્વામી, હે દેવ હું ન પામી;
મેં વ્રત નહીં કરેલાં, બહુ પાપ તો ભરેલાં. ૨૯

પછી નણદી મારી બોલી, વહુ જાવ બાર ખોલી;
જઇ સુઇ તો રહોને, ઉદાશી મુકી દોને. ૩૦

હું ગઇતી ત્યાં ઉમંગે, પોઢયા પિયુ પલંગે;
જઇ ગોદડું મેં તાણ્યું, પિયુડે મારે જાણ્યું. ૩૧

સામી ઉભેલી જોઇ, શું ચુડ આવી કોઇ;
મને જાણી એણે ભુત, કર્યું જ એણે તુત. ૩૨

તેણે તરત રાડ પાડી, તું તો દોડ મારી માડી;
કે વોય મારા બાપ, આ કયાંથી આવ્યું પાપ. ૩૩

હું બોલું થોડી, થોડી, નણદી જ મારિ દોડી;
મારા ભાઇને આ મારે, કોઇ આવો આનીવારે, ૩૪

પોતેજ મોટી થઇ છે, એની બુદ્ધિ ફરી ગઇ છે;
એમ બાર વાત થાયે, મારૂં દીલ બહુ મુંઝાયે. ૩૫

ઓ ઇશ કેમ થાશે, અહીં લાજ મારી જાશે;
શરીર મારૂં ધ્રુજે, વીચાર તો ન સુજે. ૩૬

ભલે થાય જે થવાનું, કરી કાઢયું મેં ખાવાનું;
ચાયરથી લાવેલી, દીધું પલંગ મેલી. ૩૭

વસ્તુ ખાવાની ઝાઝી, તે દેખી થયો રાજી;
એમ કહીને મેં ચખાડ્યું, હવે રાડ નહીંજ પાડું. ૩૮

ખાતાં ખાતાં તે બોલ્યો, તમે કોણછો તે બોલો;
તું શીદ આવી આંહી, તે દે મને બતાવી. ૩૯

રે શો જવાબ દેવો, કાંઇ ન જાણે એવો;
અરે રે ! ! છેક નાનો, બહુ વારે રહ્યો છાનો. ૪૦

વિચાર ઠીક કીધો, જવાબ ઠીક દીધો;
કહ્યું મેં વિચારી, હું નારી છું તમારી. ૪૧

હું આવી છું ઉમંગે, સુવા તમારી સંગે;
રમોને રૂડે રંગે, પ્યારા પિયુ ઉમંગે. ૪૨

તું શું રમત લાવી, તે દે મને બતાવી;
તું આવી ફોસલાવા, પેંડા પુરા દે ખાવા. ૪૩

રમતની નથી ખામી, તમે ખાઓ મારા સ્વામી;
બહુ પ્યારથી જણાવ્યું, રમત રૂડી ગણાવું. ૪૪

આળ સાગટા ન પાસા, રમવા કર્યાં છે ખાસા;
ચોપાટ છે આ પાસે, રમીએ આપણ સાથે. ૪૫

તેમાં જે કોઇ હારે, પ્રભુ ચડે તેની વારે;
નાંખોને દાવ સ્વામી, કાંઇ ન રાખો ખામી. ૪૬

રમતાં રમતાં રૂવે, ટગ ટગ સામું જુવે;
નીરખીને મારૂં મુખ, અતીશે લાગે દુઃખ. ૪૭

આવા કજોડાના સ્વામી, અક્કલતણી છે ખામી;
એ બેઠા બેઠા રૂવે, વળી મારા સામું જોવે. ૪૮

સમજ્યો ન કાંઇ બાળ, મને અંગે ઉઠી ઝાળ;
આ સાથ રે'વું વાસો, ઉંડો મુકયો નીશાસો. ૪૯

શી વાત કહું જ એની, લાંબી કથાજ તેની;
નથી કહી જ જાતી, નથી છાતીમાં સમાતિ. ૫૦

તું બહુજ મારી પ્યારિ, તેથી તને ઉચ્ચારી;
એ બીજે કાને જાશે, ફજેતી મારી થાશે. ૫૧
આ એક દીન ખાસો, એવો બન્યો તમાસો;
હસવું ને બીજી હાણ્ય, એ વાત આવી જાણ્ય. ૫૨
સહુ ગયા ગામ મેલી, હું ઘરમાં એકેલી;
પિયુ ગએલ રમવા, તે વખતે આવ્યા જમવા. ૫૩
આવીને તાણ્યો છેડો, મુકયો ન મારો કેડો;
તું આપ મને ખાવા, નહી તો ન દઇશ જાવા; ૫૪
બ્રાહ્મણ આવ્યો માંગવાને, હું લાગી ભાગવાને;
આવી ઉભો ફળીમાં, કે બાઇ તું તો બીમાં. ૫૫
હું બીને નથી જાતી, પણ ખુબ શરમાતી;
માગે પિયુડો ખાવા, દે તો દઊં જ જાવા. ૫૬
મુકાવ્યો મેં તો છેડો, તોયે ન મુકયો કેડો;
એ રાડ પાડી રૂવે, બ્રાહ્મણ ઉભો જુવે. ૫૭

બ્રાહ્મણ વચન કે' આવાં, એને આપો બેન ખાવા;
બાળકની હઠ એવી, પણ માની હઠ કેવી. ૫૮

બ્રાહ્મણની શુણી વાણી, મુકયો નીશાસો તાણી;
હું શું દઉં જવાબ, એ છોરૂનો છે બાપ. ૫૯

શરમાણી મનમાં તો, આપી કર્યો મેં જાનો;
આશીશ આપે આવી, લખ્યું હશે જે ભાવિ. ૬૦

આવા બને તમાસા, તેથી નાખું નીશાસા;
તુજ પાસ વાત થાય, બીજે તે કયાં કહેવાય. ૬૧

મગનના સુણી વાણી, તમે સમજે સૌ પ્રાણી;
આવે હે નર રેવાસે, બીજા ભાગમાં કહેવાશે. ૬૨



# જાહેર ખબર.

---

અમારે ત્યાંથી હરેક જાતનો લાલ, કાળો, ફુલનો સરેસ, સફેદ બાઇન્ડીંગનો સરેસ, સ્પીન્ડલ તેલ, વૉશીંગ સોડા, હરેક જાતની પ્લાસ ફુલ, હરેક જાતની બોનકીડની છાપવાની કાળી તથા રંગીન સાહીઓ, રૂલર કોમ્પોઝીશન, કાર્ડ બોર્ડ, સ્ટ્રોબોર્ડ અને હરેક જાતના છાપવાના તથા લખવાના કાગળ, અમારે ત્યાંથી કીફાયત ભાવે મળશે. એક વખત ઓરડર આપી ખાત્રી કરવા ભલામણ કરીએ છીએ.

મળવાનું ઠેકાણું-

મહમદભાઇ ઉમરભાઇ સરેસવાલા.

મોટી અકેરીવાડ, પાંચકુવા-અમદાવાદ.

અને

મહમદી મેનશાન ભીંડી બજાર મુંબઇ નં. ૯

---

# સતિના ગ્રાહકોને સુચના.

"સોળ વર્ષની સતિ અને નવ વર્ષનો પતિ"નામની એકવીસ ભાગની ચોપડીના અગાઉ ગ્રાહક થનારનું નામ ચોપડીની અંદર દાખલ કરવામાં આવશે. અગાઉ ગ્રાહક થનાર પાસેથી રૂા. ૨—૦—૦ પાઇ લેવામાં આવશે. ગ્રાહક થનારને કંપનીની છાપેલીપહોંચ આપવામાં આવશે. અગાઉ ગ્રાહક થનાર ગૃહસ્થે કંપની ઉપર એક રૂપીઆનું નોટ એડવાન્સ તરીકે બીડી મોકલવું તે સિવાય અગાઉ ગ્રાહક તરીકે નામ નોંધવામાં આવશે નહી. એક રૂપીયાનું નોટ કંપનીને મળે તુરત પાકી પહોંચ કંપની તરફ તે ગૃહસ્થઉપર મોકલવામાં આવશે.

અગાઉ ગ્રાહક થનાર પાસેથી રૂ. ૨—૦—૦ લેવામાં આવશે બુક છપાઈ ગયા બાદ— ૨—૮—૦ લેવામાં આવશે.

મળવાનું ઠેકાણું—

સ્વરાજ્ય બુક ડેપો.

ઠે૦ સાકર બજાર—ચંદલાલની ચાલમાં

ઓફીસ નંબર ૧૫૨૦—( પોષ્ટ કાળુપુર ) મુ. અમદાવાદ.

# સ્વરાજ બુકડીપોમાં મળતી ચોપડીઓ.

| | |
|---|---|
| કરાંચીનો કેદી | ૧—૦—૦ |
| મહાત્મા ગાંધીજીનું વચનામૃત. | ૦—૧—૦ |
| મહાત્મા ગાંધી અને ભારતવાસીઓની જાગૃતી | ૦—૧—૦ |
| સ્વરાજનો વાવટો | ૦—૧—૦ |
| દેશ સેવા | ૧—૦—૦ |
| સ્વરાજ્યની સીડી | ૧—૦—૦ |
| પંજાબના રમખાણનો હેવાલ | ૦—૨—૦ |
| સ્વદેશ ગરબાવળી | ૦—૧—૦ |
| સોળ વર્ષની સતી ભાગ—૧. | ૦—૧—૦ |
| સોળ વર્ષની સતી ભાગ—૨. | ૦—૧—૦ |
| સોળ વર્ષની સતી ભાગ—૩. | ૦—૧—૦ |
| સોળ વર્ષની સતી ભાગ—૪. | ૦—૧—૦ |